હેલવાડાકર સીરિઝ

બાળ-ગ્રંથાવળી—નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન બાળ ગીત

(MOTHER SONGS AND FINGER GAMES.)

રચનાર,

ગોપાળજી કલ્યાણજી હેલવાડાકર,

કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્તા.

દેલવાડાકર સીરિઝ

બાળ-ગ્રંથાવળી—નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન—બાળ ગીત

અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કાલેજ
તથા પ્રેક્ટીસિંગ સ્કુલમાં ચાલેલાં કુદરતી
પ્રાણી પદાર્થોનાં હાવભાવ વાળાં
રેસીટેશન તથા ગાયનો

**હાવભાવ દેખાડવાની સમજણ સાથે.**

આવૃતિ પ્હેલી, પ્રત ૧,૦૦૦.

રચનાર,
ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર,
કિન્ડરગાર્ટન રૂઢીનો શિક્ષક તથા ગ્રંથકર્ત્તા.

મુંબઈ:
કયસરે હિન્દ સ્તીમ પ્રેસમાં છાપ્યું છે.

વિ. સં. ૧૯૫૭—ઈ. સ. ૧૯૦૧.

# પ્રસ્તાવના.



નાનાં બાળકોની શારિરિક અને માનસિક શક્તિઓ ખીલાવવા માટે, પ્રત્યક્ષ પદાર્થ પાઠનાં શિક્ષણ સાથે હાવભાવ વાળાં ગાયનની મુખ્ય જરૂર છે. કિન્ડરગાર્ટન કેળવણીનો આ મુખ્ય ઉદ્દેશ છે, અને તેજ કારણે ઇંગ્લંડ, અમેરિકા અને જાપાનની બાળ-શાળાઓએ કુદરતી પ્રાણી પદાર્થ પાઠનાં ગાયનો જોડે, હાવભાવ શીખવવાની પદ્ધત્તિ ચાલુ કરી છે. આપણા દેશમાં પણ મદ્રાસ અને મુંબઈની જે શાળાઓમાં કિન્ડરગાર્ટન રૂઢીએ કેળવણી આપવામાં આવે છે, ત્યાં હાવભાવ સાથેજ ગાયન ગવરાવવામાં આવે છે. કિન્ડરગાર્ટન કેળવણીનો ગાયન સાથે નિકટનો સંબંધ હોવાથી, દરેક શિક્ષકોએ ગાયન શીખવુંજ જોઇએ, એ માટે વડોદરા દેશી કેળવણી ખાતાંએ, ખાસ ગાયનનો એક વર્ગ ઉઘાડીને, શિક્ષકોને તે શિક્ષણ લેવા માટે ફરજ પાડી છે. એ રીતે અમદાવાદ મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કૉલેજમાં પણ હાલ આ પદ્ધત્તિ દાખલ કરવામાં આવી છે; અને તે માટે આ પુસ્તક માંહેનાં ગાયનો તથા રેસીટેશનનો ઉપયોગ કરવામાં આવે છે. આ ગાયનો, ગયા સપ્ટેમ્બર માસમાં, અમદાવાદ ખાતે કિન્ડરગાર્ટન કેળવણી સંબંધી પ્રત્યક્ષ પ્રયોગ સાથે એક ભાષણ આપવામાં આવ્યું હતું, તે વેળા પ્રેક્ટીસિંગ સ્કુલનાં બાળકોએ હાવભાવ સાથે ગાઈ બતાવ્યાં હતાં, અને તે સમયથી મજકુર ગાયનો મેલ તેમજ ફિમેલ ટ્રેનિંગ કૉલેજના વિદ્યાર્થિઓના ચાલુ ઉપયોગમાં પણ લેવામાં આવ્યાં છે. મજકુર ગાયનો તથા રેસીટેશનોનો દરેક ગુજરાતી પ્રાથમિક શાળામાં ઉપયોગ થવા માટે, એક જુદુંજ પુસ્તક પ્રગટ કરવાની ભલામણ કરવાથી કેટલાંક ગાયનના વધારા સાથે, હાવભાવની રીત બતાવીને આ પુસ્તક પ્રગટ કર્યું છે, ને આશા છે કે દરેક ગુજરાતી શાળાઓમાં તેનો ચાલુ ઉપયોગ થશે.

આ પુસ્તક માંહેનાં ગાયનો તથા રેસીટેશનોને વધારે ઉપયોગી બનાવવા માટે અમદાવાદ મે. ટ્રે. કૉ. ના પ્રિન્સિપાલ રા. સા. માધવલાલ ભાઇએ, તથા ફિ. ટ્રે. કૉ. નાં લેડી સુપ્રીન્ટેન્ડેન્ટ મીસીસ મેકારી અને આ. સુ. મીસ મેકારીએ જે જે સુચનાઓ કરી છે, તે માટે હું તેમનો આભારી છું. આ પુસ્તક પ્રકટ કરી આપનાર ઉદાર ચિત્ત ગ્રહસ્થના ઉપકાર ઉપરાંત મીસ એલ આર. કૉલેટનાં એક પુસ્તકના વિચારનું તથા આ. બા. ચીચજગર સાહેબની શોધક શક્તિનું કંઈક આભારી છે, એમ કહેવું ઈનસાફને ખાતર અયોગ્ય નહિ ગણાય.

કર્ત્તા.

# અનુક્રમણિકા.

## ગાયનો.



## રેસીટેશન.





દલવાડાકર સીરિઝ

બાળ-ગ્રંથાવળી—નંબર ૧૭.

# કિન્ડરગાર્ટન-બાળ ગીત.

## રેસીટેશન તથા ગાયનો.

### ઇશ્વર સ્તુતી.*

#### પ્રમાણિકા છંદ. †

પ્રભુ તને સદા નમું,[૧] ખુશી થઈ રમું ભમું;[૨]
હસું[૩] ખસુસ તો ગમું,[૪] ભલાં હું ભોજનો જમું.[૫]
સદા ગુણો તું ગાઉં હું,[૬] વળી તને રિઝાવું[૭] હું;
ફરી ફરી[૮] હસાવું હુ, ભલો[૯] ન કેમ થાઉં હું!

* બાળકો, બે હાથ જોડીને સરખાં ઉભાં રહે.

† ભેરવી-ટપ્પો-રાગમાં ગવાય છે.

૧—ગરદન નમાવવી.

૨—બે હાથ લાંબા કરી બંન્ને બાજુ ફેરવવા.

૩—મોં મલકાવવું.

૪—છાતી પર જમણો હાથ રાખવો.

૫—મોં કને હાથ લાવવો.

૬—બે હાથ મોં કને લાવવા.

૭—નમીને બન્ને હથેળીઓની કોર જોડવી.

૮—બે બાજુ હાથ ફેરવવા.

૯—નમીને બે હાથ જોડી રાખવા.

# કુદરતની રચના.

**જીલ્લા—(સુંદર શામળીયા)**—રાગ.

સુંદર શોભિતી, કુદરતની રચના[1] આ—ટેક.
તારા[2] જો આકાશે ચળકે,
વાદળ તો ધરતી પર વરસે;[3]
પંખી રોજ પવનમાં ઉડશે,[4]
ઝાડ પાન મોસમમાં ફળશે.[5]
અજબ ખુબી આ દીઠી— સુંદર.
જીવ જંતુ જગ માંહે ઉડતાં,[6]
પ્રાણી પશુ વગડામાં ફરતાં;[7]
કહો પેટ[8] તેનું કોણ ભરતાં?
જગમાં જેણે હોય સરજ્યાં,[9]
તે પાળે ધરી પ્રીતિ— સુંદર.
કીડિને કણ તે[10] આપે છે,
અપંગનાં દુઃખ તે કાપે છે;
રોજ ખબર સૌની રાખે છે,
સારૂં નરસું સાૈ સાંખે છે.
એકજ વ્હાલી નીતિ— સુંદર.

૧—જમણા હાથની આંગળી ગોળ ફેરવવી.
૨—આકાશ તરફ આંગળી ઉભી કરવી.
૩—બન્ને હાથ ઉભા કરી, વાંકા વળીને જમીન તરફ ઢાળવા.
૪—બન્ને હાથ ઉંધા રાખીને ઉભા કરવા.
૫—ડાબી બાજુ નમીને, ડાબા હાથની હથેળી ઉંધી રાખવી.
૬—નંબર ચોથા મુજબ.
૭—બંન્ને બાજુ હાથ ફેરવવો.
૮—પેટ પર હાથ રાખવો.
૯—આકાશ તરફ બે હાથ કરવા.
૧૦—આકાશ તરફ આંગળી ઉભી કરીને ઉંચુ જોવું.

# ઝાડો વિષે.*

## અંગ્રેજી—રાગ.

ઝાડોની[1] આ જો જો[2] હાર,[3]
ધીમે આમથી આમ હાલે;[4]
હમણાં ભારે વાય પવન,[5]
તેથી ઝાડ નમે[6] ડાળે.
ડાળીઓ અવાજ[7] કરે,
પાન ખરે[8] નીચે ભારે;
પવન ગયો ઉડી[9] હવણાં,
તેથી ઝાડો સ્થિર[10] થાયે.

* ઝાડો સંબંધી પ્રત્યક્ષ પદાર્થ-પાઠનું જ્ઞાન આપવું.
૧—બાળકોને એકજ હારમાં ઉભાં રાખવાં.
૨—આંખ તરફ આંગળી કરવી.
૩—બે હાથે હાર દેખાડવી.
૪—બે હાથ કમ્મરપર રાખીને ડોલવું.
૫—બે હાથોનાં આંગળાં હલાવવાં.
૬—વાંકાં વળીને હાથ વાંકા રાખવા.
૭—મોઢેથી "સીટ" એટલો ઉચ્ચાર કરવો-કાનપર આંગળી રાખવી.
૮—બે હાથ ઉંચા કરીને નીચે લાવવા.
૯—ગાયન રજુ, નંબર ૪નો હાવભાવ.
૧૦—હાથ અને પગ સરખા રાખી ઉભવું

# ૪

# દડાની રમત.*

**ચોપાઈ.**

દડો[1] રમે છે મારી સાથ,
હસે કુદે છે બન્ને હાથ;[2]
લોલક પેઠે ફરતો[3] જાય,
કરવત પેઠે આડો[4] થાય.
પવન મહિં હાલે[5] જેમ ડાળ,
ડુંગર પર ચાલે[6] જેમ બાળ;
દરિઆ પર પંખી ઉડી[7] જાય,
ઝાડીમાં ઘોડો અથડાય.[8]

* આ રમત વિષે 'બાળ-ખેલ'માં અનેક પ્રયોગો છે.

૧—બાળકોએ એક હારમાં સામસામા ઉભાં રહીને ડાબા હાથમાં દડાની દોરી પકડવી, અને સીધી રીતે ઉંચે નીચે કરતા જવું.

૨—એક હાથમાંથી બીજા હાથમાં દડો લેવો.

૩—ડાબી-જમણી બાજુ ફેરવવો.

૪—આગલી-પાછલી બાજુ તરફ આડો ફેરવવો.

૫—બે બાજુ વાંકાં વળીને ડોલતા જવું.

૬—પ્રથમ ડાબો પગ શરૂ કરીને ધીમે ધીમે ચાલવું-અને સામાં બાળકનો જમણો હાથ પકડી, સલામ કરીને પાછાં ફરવું.

૭—દડાને ઉંચા ઉછાળવા.

૮—એક બીજાં બાળકોએ પોતાના દડા લઈ લેવા.

## ૫

# આગગાડી.*

### ચોપાઈ.

આગગાડીનો કરવા ખેલ,
સૌ બાળક થાઓ સામેલ;
સીદ્ધા પાટાની જો રેલ,
તે પર ચાલો, લાગે સ્હેલ.
ડબ્બાની ગોઠવજો હાર,
સાંકળ પેઠે જોડો બાર;
ઇનજીન જોડાયે આ વાર,
ચાલો સૌ થાઓ તૈયાર.

* એક બાળક ગાર્ડ થાય, અને એક આગળ ઉભો રહે, અને તેની પાછળ વાંકાં વળીને બાર બાળકો એક બીજાના હાથનાં આંગળાં પકડીને ગાયન ગાતાં ગાતાં ચાલે-પ્હેલા નંબરનો 'ઈનજીન' વાળો બાળક, ચાલતાં વચ્ચે સીસોટી વગાડે, કે સઘળા ઉભા રહી જાય—જરા વારે એકદમ દોડે અને ડુંગર અથવા પૂલ જેવી જગ્યામાં ધાસ્તી છે, એમ ગણીને લગાર ધીમે ચાલે-ઇત્યાદિ.

આ પ્રયોગ કરતી વેળા, સ્ટેશન, સીગનલનો થંભ, ડુંગર, નદી કે દરિઆની ઉપરનો પૂલ, અને સડક પરના પાટા વગેરે (બાળકો વડેજ) દેખાવ કરવો જોઇએ.



## ૬

# કબૂતરનો ખડો.*

**ભૈરવી—હંસી છંદ (મરઘીને પીલાં જેમ પ્યારાં)—રાગ.**

એ પ્યારાં પારેવાં મ્હારાં,
આવો આમ ખડામાં વ્હાલાં;
સંપે સાથે રહેજો સારાં,
પાંખોની ઘુમટમાં પ્યારાં.
ચું ચું કરતાં ચાલો બ્હારે,[1]
એક બીજાંઓ હારે હારે.
કુંડાળું થઇ ફરજો[2] બારે,
પાછાં જલદી પેસો ખાડે.[3]

* કેટલાંક મોટાં બાળકો, ઘુમટની પેઠ હાથ ઉંચા રાખીને ગોળ કુંડાળું થઇ બેસે, અને વચમાં નાનાં બાળકો બેસે. ગાયન ગાતાં જાય—અને રમતાં જાય.

૧—મોટાં છોકરાં હાથ ઉંચા કરીને લગાર ખસી જાય, એટલે ન્હાનાં છોકરાંઓ બહાર નીકળીને, પાછળ ઉભાં રહે.

૨—મોટાં છોકરાંની પાછળ, ન્હાનાં છોકરાં કુંડાળું થઇ ફરતાં જાય, ને ગાતાં જાય.

૩—મોટાં બાળકો ઉભાં થઇને હાથની કમાન કરે, કે નાનાં બાળકો પાછાં અંદર જઈ સઘળાં એકઠાં બેસી જાય, તો 'ખડા' નો દેખાવ થઇ જાય.

# ૭

# શેરડીનું કોળું.*

## ચમન-કલ્યાણ.

કડડડ કડડડ કડડડ કરતું, જો ચાલે શેરડીનું કોળું:
દાંતાના વાંકા છે આંટા, પીલે છે શેરડીના સાંઠા—ટેક.
મીઠો રસ કાઢે મધ જેવો, જાયે પરનાળે તે સીધો;
ઉકળતી હોય કડા ભારે, રસ ખદખદતો દીઠો ત્યારે—કડડડ.
પાકે ત્યારે તે ગોળ બને, ઠંડો કરીને રેડે જ ઘડે;
બાળક ફરતાં બળદો પેઠે, કોળું કરી રમતાં સંપ વડે—કડડડ.

* એક મોટું બાળક વચમાં ઉભે, અને એક જણ નીચે બેસીને, ઉભેલા બાળકની આંગળી પકડી રાખીને ગોળ ફરે. બીજાં બાળકો આસપાસ ગોળ કુંડાળું વળીને ઉભાં રહે. અને બેઠેલું બાળક ચાલે, તેમ કુંડાળાંનાં છોકરાં પણ ચાલે-ગોળ ફરે ને ગાયન ગાતાં જાય. આ રમત સાથે 'રેંટની ઘટમાળ' વાળી રમતનો પણ સંબંધ છે.

# ઘડિયાળ.

---

## પીલુ.

ટીક ટીક ટીક[૧] કરતું ચાલે,[૨] જેમ લક્કડખોદ[૩] ઉચ્ચારે;[૪]
પેલું જો લોલક[૫] હાલે,[૬] ઝાડો જેમ ઝુલતી ડાળે.[૭]
ચાંદા[૮] જેવો ચાક[૯] દિસે છે વચમાં[૧૦] કાળું ભાળે,
નાના[૧૧] મોટા[૧૨] કાપા જેમ તારા[૧૩] દોડે આકાશે;
કાંટા બે[૧૪] વચમાં[૧૫] હાલે,
જેમ સુરજ ચંદર ઢાલે[૧૬]— ટીક ટીક.

---

૧—જમણા હાથની પહેલી આંગળી ત્રણ વખત ઉંચે-નીચે કરવી.
૨—બે હાથ હલાવવા. ૩—જમણા હાથની હથેલી ઉપર ડાબો હાથ ઢાંકવો. ૪—મોં આગળ આંગળી અટકાડવી.
૫—કમ્મરથી વાંકાં વળીને બે હાથ ભેળા કરવા.
૬—બે બાજુ હાથ હલાવવા.
૭—કમ્મર પર હાથ રાખી ઉભા ઉભા ડોલવું.
૮—આકાશ તરફ આંગળી ઉભી કરવી.
૯—હાથની હથેળી દેખાડવી.
૧૦—અને બીજે હાથે ઘડિયાળનો ચાક બતાવવો.
૧૧—બે હાથ ઉંચા નીચા સરખા રાખીને નાનો આકાર દેખાડવો.
૧૨—એક હાથ ઉંચો કરીને વાંકો રાખવો.
૧૩—આકાશ તરફ આંગળી રાખી ફેરવવી.
૧૪—બે આંગળી દેખાડવી.
૧૫—જમણા હાથની આંગળી ગોળ ફેરવવી.
૧૬—બે હાથની હથેલીયો ખુલ્લી કરી સામ સામે રાખવી.

મીનિટનો મોટો[17] છે કાંટો, કલાક નાનો[18] ધારે,
મોટો આખું ચાક[19] ફરે તવ નાનો ડગલું[20] હાલે;
જો મોટા કાપા બારે,[21]
વચમાં છે નાના ચારે[22]
એમ સાઠ મીનિટ[23] પસારે, તવ ઘંટી એક[24] વગાડે—૨.
બાર કલાકે બપોર થાયે, ૧, ૨, ૩ ને ચારે,
૫ અને ૬, ૭, ૮, ૯, ૧૦, ૧૧ ને બારે;[25]
એમ અંકો છે ઘડિયાળે,
તેમ ઘંટી ઘંટ વગાડે;
દર રોજ વગર કંટાળે, અમે શીખિએ[26] સાંજ સવારે. —૩

---

૧૭—ડાબો હાથ ઉંચો કરવો.
૧૮—જમણો હાથ સરખો લાંબો કરવો.
૧૯—ડાબો હાથ ઉંચો રાખી જમણો હાથ ચક્કર પેઠે ગોળ ફેરવવો.
૨૦—ડાબો હાથ લાંબો રાખીને જમણા પગનું એક ડગલું ભરવું.
૨૧—બે હાથનાં પાંચ પાંચ આંગળાં દેખાડીને તુરત બે આંગળાં બતાવવાં. અને મોઢેથી કહેવું. ૫+૫=૧૦+૨=૧૨. પાંચ, દસ, બે.
૨૨—ચાર આંગળાં દેખાડવાં.
૨૩—હાથનું ગોળ કુંડાળું કરી દેખાડવું–અને ૧૨×૫=૬૦ ગણાવવું.
૨૪—'એક' શબ્દ બોલવો—તથા શિક્ષકે ઘંટ વગાડવો.
૨૫—એકથી બાર સુધી ઘંટ વગાડવો.
૨૬—છાતી પર જમણો હાથ રાખીને ગરદન નમાવવી.



## બા ળ-બા ગ.

**ચમન કલ્યાણ—(ચાલ બેન ચોખાની રોટી)—રાગ.**

ચાલો[૧] ભાઈ હુન્નરની શાળા ઝટપટ[૨] જોવા જઇએ.
ઉદ્યમ કરતાં સૌ[૩] જન સંગે, સાચી શીખ મન[૪] લઇએ.—ટેક.

જુવો બાગમાં માળી એક,[૫]
ખેડે[૬] ધરતી ખંતે નેક;
રોપે[૭] ઝાડો ઉંડે છેક,
સીંચે[૮] પાણી રાખી ટેક;
ઉદ્યોગી તે કહીએ— **ચાલો.**

જો[૯] કારીગરનાં આ કામ,
સુતાર વેરે[૧૦] કરવતે આમ;
લુહાર ટીપે[૧૧] હથોડે તમામ,
દરજી કપડું ભરતો[૧૨] વામ.
શીવે[૧૩] સોઈ પરોઈ એ—**ચાલો.**

૧—ડાબે હાથે ચાલવાની ઈશારત કરવી. ૨—બે આંગળીએ ટાચકી ફોડવી.
૩—બે હાથે સઘળા બાળકને દેખાડવા. ૪—મગજ પર આંગળી રાખવી.
૫—આંગળીથી જમીન દેખાડવી.
૬—બે હાથ કોણીથી લાંબા કરીને આગળ પાછળ હલાવવા.
૭—જમીન પર અદ્ધર બેસીને જમીન પર ઝાડ રોપતા હોય તેમ કરવું.
૮—જમણો હાથ નીચે ને ડાબો હાથ ઉપર રાખી કમ્મરથી જમણી તરફ વાંકા વળવું. ૯—જમીન તરફ આંગળી રાખવી.
૧૦—બે હાથ આગળ-પાછળ-ઉંચે નીચે લાવવા. ૧૧—બે હાથ એકઠા કરીને ઉપર નીચે લાવવા. ૧૨—બે હાથ છુટા-લાંબા કરવા.
૧૩—બે હાથથી સોઈમાં દોરા પરોવતા દેખાડવા.

રૂ કાંતી[14] દે ડોસી માય,
વણકર સુતર વણતો[15] જાય;
ધોબી કપડાં ધોતો[16] જાય,
સાફ આપણું અંગ[17] જણાય.
સૌ હુન્નરમંદ થઇએ— **ચાલો.**

## બાળ ઉદ્યોગ. *

**ગરબી—(હું તો ગામડેની ગોરી)—રાગ.**

ચાલો જોવા જઇએ સહુ ચાલો જોવા જઇએ,
વણાટ વિધવિધ વણાય સંચે, પ્રીતે પારખીએ.—**ટેક.**

મૂળ ઝીંડવામાંથી કપાસ કાઢી લેહુ છે,
ચરખે પીલી રૂ કપાસીયાજ કરે છે;
પિંઝાવી રૂ ને સંચે તાતણા દે છે;
ફાલકા ઉપર લઇ કરે કોકડાં કેહુ છે.
હુન્નર શીખવા ચહીએ—સહુ—**વણાટ—ચાલો.**

લંબાઇ સમ લાંબા દોરા ગોઠવતા,
વળી પના પ્રમાણે વણાટને મેળવતા;
તાજાં કાપડને સરખું મેળવી દેતા,
ચો તરફ કોર બાંધીને તાકા કરતા.
દાખવા સંચે દઇએ અરે ગાંસડી થવા દઇએ,
હુન્નરમાં હુશિયાર બની હૈડામાં હરખાઇએ.—**ચાલો.**

**૧૪—એક પગે નીચે બેસીને ડાબા હાથથી ચક્કર ફરતું દેખાડવું.**
**૧૫—બે હાથ કોણીથી આગળ પાછળ લાવવા અને હથેળીઓ ઉંધી રાખવી.**
**૧૬—ડાબો પગ આગળ રાખીને બે હાથ મેળવી દઇ ઉપર નીચે લાવી, કમ્મર નમાવતા જવું. ૧૭—શરીર બતાવવું.**

*** આ પાઠનાં ગાયનનો હાવભાવ પ્રત્યક્ષ પદાર્થ સાથે પ્રક્રિયા કરવાથીજ શોભી શકશે, અને સમજી શકાશે.**

## ૧૨

# કરોળિયાનું જાળું.*



**અંગ્રેજી—(સુંદર ગારો નરમ કરેલો)—રાગ.**

કરોળિયાની કારિગીરિ જો કેવું સુંદર ગુંથણકામ,
માછી જેવી જાળ બનાવી, વણકરનું જો વણુત તમામ;
નટની પેઠે જાળ ઉપર જઈ, ખેલ કરે છે રાખી હામ,
ચાલો સરવે ગુંથણ કરીએ, ગોપતણી લઈ દોરી આમ.

**કોરસ.**

બાળબાગની, મજા સુહાગની;
કારિગીરિ રૂડી બની રસિક રાગની.
એક એકની ઉલટ પુલટ જઈ,
સૌ વણીએ ગુંથીએ આ દોરી સંપની લઇ.

*** બાર દોરીઓ ટાંગવી, અને બાર બાળકોના હાથમાં આપવી. એક એક બાળક, એક બીજાંની સામસામા ચાલે અને એક બીજાની અંદરથી આવ જાવ કરે. એક વખત ગુંથણ કામ પુરું કરવું. અને બીજી વેળા ઉકેલવા માટે ઉલટા ફરવું.** (Maypole Exercises and Dance.)



## માતાનો પ્યાર.

---

### ઝુલ્લા—(માત પિતા થાઓ ઉદાસી)—રાગ.

જો આખા[1] જગતમાં જગે જગ[2] ફરે,
પણ મા'ના જેવો પ્યાર[3] કંઇ ના જડે;[4]
બહુ હેત આવે[5] અને તે ટળે,[6]
પરંતુ ન મા હેત ટાઢું[7] પડે.
ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય;[8]
ન[9] તુજ પ્યાર જેવો જગતમાં જણાય.
બધું સોનું રૂપું હીરાઓ[10] મળે,
વળી રાજનો તાજ[11] સાથે ભળે;
જગતનું બધું ધન[12] કદાપિ મળે,
નકામું[13] છે મા હેત વિના ખરે.
ઓ માતા! ઓ માતા! વહાલી ઓ માય!
ન તુજ પ્યાર જેવો જગતમાં જણાય.

---

૧—બે હાથ બે તરફ ફેરવવા.
૨—જમણા હાથની ઉભી આંગળી કરીને ફેરવવી.
૩—છાતી પર હાથ રાખવો. ૪—જમણો હાથ બે બાજુ ઉભો રાખી હથેળી હલાવવી. ૫—ડાબા હાથની હથેળી ખુલી કરીને આંગળાં વાળવાં.
૬—જમણો હાથ લાંબો કરીને તરછોડવો.
૭—બે હાથની હથેળીઓ ઉંધી રાખવી.
૮—છાતી પર હાથ રાખવો.
૯—જુવો નંબર ૪થો.
૧૦—અંગુઠો ને બે આંગળી સરખી રાખીને વચ્ચેનો ભાગ ખુલ્લો દેખાડવો અને જમણી-ડાબી તરફ ફેરવવું.
૧૧—માથા પર હાથ રાખવો.
૧૨—વચલી આંગળી પર અંગુઠાનો નખ ઘસવો.
૧૩—જમણા હાથની હથેળી નીચે રાખીને હાથ તરછોડવો.

# ૧૪

## સંપની સાંકળ.*

### પીલુ.

સૌ સંપે રહીએ સાથ;
નિશદીન સરવે મગન મગન થઇ,
મેળવીએ નિજ હાથ[1]— સૌ.

હાથે હાથો હોંસે પકડી, સાચી પ્રીતની સાંકળ ઝકડી;
રૂડી નેમે પ્રેમે ધસિએ,[2] સૌનાં દિલમાં સંપે વસીએ.
રહિએ નીત સંગાથ— સૌ.

બોલી મુખથી મીઠી વાણી, સંપ તણાં સુખ હૈડે આણી,
નિત નિત રૂડી ચાલો ચાલી, લઇએ દૈયે સરખી તાલી;[3]
સંપે ભીડી બાથ.— સૌ.

---

* બાળકોને એક હારમાં ઉભાં રાખવાં.

૧—એક બીજાના હાથની આંકડીઓ કરવી.

૨—એક બીજાની અંદરથી એક એક જણે નીકળતું જવું.

૩—છુટાં પડીને જમણા હાથ પર ડાબા હાથે તાળી લેવી. અને માથું નમાવી ધીમે ધીમે જવું.

# ૧૫

## પડઘો.*

કાલિંગડો—ભૈરવ—(કૂકડે કૂ કૂકડો બોલે)—રાગ.

પડઘો પડછંદો પાડે,
અવાજ સામો એ ઉચ્ચારે;
સુંદર સાદે લ્હાડે— પડઘો.

એક કહે તો બોલે (એક),
માણસ નેક વદે તે (નેક)
રાખે ટેક સુણાવે (ટેક),
વદતો વારે વારે— પડઘો.

સાથી થઈને આપે સાદ,
(આપે સાદ)
પડઘાનો જો સાચો નાદ;
(સાચો નાદ)
બ્હીકણુ ને વ્હેમીની યાદ;
(ની-યાદ)
પડછંદો પરખાવે— પડઘો.

---

* કેટલાંક બાળકો ગાય, અને એક બાળક, ગાયનના છેલ્લા ( ) આ નિશાનીની અંદર રહેલા શબ્દો, દૂર ઉભી બોલે અને બાળકો વિસ્મય થાય.

## કથન.

## (A RECITATION.)

### શેખચલ્લી.*

#### ચોપાઇ.

શામળિયો છે મારૂં[1] નામ, શેખચલ્લી સૌ[2] કહે તમામ;
નીત મજુરીનું[3] મુજ કામ, પેટ[4] ભરી મેળવવા દામ.[5]—૧.

આજ મને મળશે પાવલી,[6] તેની લઉં બે[7] મરઘી ભલી;
મરઘી[8] ઇંડાં મુકે જેમ, તે વેચું પાકે મૂલ[9] તેમ.—૨.

તેની લઉં બે બકરી[10] તો જ, બે બે બચ્ચાં બોલે[11] રોજ;
તેને વેચી લેવી ગાય,[12] દુધ માખણથી પેટ[13] ભરાય.—૩.

---

* એક છોકરાને માથે નાનો ઘડો મુકવો. બીજાને શેઠ બનાવવો અને ત્રીજાને છોકરો કરવો. શેઠ અને શેખચલ્લી પ્હેલા આવે, ને છોકરો પાછળથી આવે.

૧—છાતીપર હાથ રાખવો. ૨—બન્ને તરફ બન્ને હાથ ફેરવવા.
૩—જમણો હાથ ઉંચો કરીને હથેળી દેખાડવી. ૪—પેટ પર હાથ રાખવો.
૫—વચલી આંગળી પર અંગુઠો ઘસવો. ૬—એક આંગળી ઉંચી કરવી.
૭—બે આંગળીઓ દેખાડવી. ૮—ડાબો હાથ છેક નીચે લાવી જમી નથી લગાર ઉંચે રાખવો. ૯—જુવો નંબર ૫ મો.
૧૦—જરા કમ્મરથી નીચા વળીને જમીન ઉપર જમણો હાથ ઉંચો રાખવો.
૧૧—બોલી બતાવવું. ૧૨—ઉભા રહીને હાથ લંબાવવો.
૧૩—પેટ પર હાથ રાખીને 'હોઇયાં' બોલવું.

પછી માંડવી એક દુકાન,[૧૪] શેઠ બનું મોટો ધનવાન;[૧૫]
પછી બાઇડી[૧૬] પરણું એક, સુંદર[૧૭] સુરતવાળી નેક.—૪.

તેને બચ્ચાં[૧૮] થાયે જેહ, બાપા[૧૯] કહી બોલાવે તેહ;
બાળક[૨૦] આવી બોલે એમ, 'બાપા! ખાવા[૨૧] ચાલો' તેમ.—૫.

'નથી આવતો, જા તું ઝટ,'[૨૨] પડયો ગાડવો ધરતી પટ;[૨૩]
કહે ગાડવાવાળો[૨૪] ભાઇ?, આ શું તારી નવી નવાઇ!—૬.

સાંભળ બાપુ મારી[૨૫] વાત, ફૂટયો[૨૬] ગાડવો મારે હાથ;
તારૂં તો નુકસાન જ થયું, પણ મારૂં તો સઘળું[૨૭] ગયું!—૭.

---

૧૪—એક આંગળી ઉભી કરવી.
૧૫—કમ્મર પર બે હાથ રાખી છાતી કાઢવી.
૧૬—નાક દેખાડવું.
૧૭—અંગુઠો ને આંગળી એકઠી કરીને હાથ હલાવવો.
૧૮—વાંકાં વળીને નીચે જમણો હાથ રાખવો.
૧૯—મોં કને હાથ લાવવો.
૨૦—જુવો નંબર ૧૮.
૨૧—જુવો નંબર ૧૯ (છોકરો દાખલ કરવો)
૨૨—જમણો હાથ તરછોડવો.
૨૩—માથા પરનો ગાડવો નીચે નાખવો.
૨૪—શેઠની કને બોલાવવું.
૨૫—છાતી પર હાથ રાખવો.
૨૬—બે હાથ ઉંચે કરીને નીચે લાવવા.
૨૭—બે હાથની મુઠી વાળીને બેસી જવું.

# માછલીની વાત.*

માછલીની કહું વાત,[1] ફેરો[2] થયો તેનો ઘાત![3]
રમી રમી[4] મા'ની સાથ, સુખી[5] રહેતી દીન ને રાત.—૧

એક દિન[6] તે માને કહે, 'રે માં! જુવો[7] શું છે એ?[8]
માખી[9] સારી ત્યાં દેખાય, ઘણી ભૂખ[10] તો મને થાય.—૨

જોઇ માને લાગી બ્હીક,[11] કહે છે 'ભોળી! એ ન ઠીક!'[12]
જૂઠી[13] આ દેખાતી માંખ, તે પર તું ન રાખતી આંખ.[14]—૩

માછીનો તો એ છે છળ,[15] મધ્યે[16] મુકેલો છે ગળ:
ખાવાનું[17] જો તું કરીશ, નક્કી તેથી તું મરીશ.''[18]—૪

હઠીલી[19] તે નાની મચ્છ, મન[20] મધ્યે ચલાવે કચ્છ![21]
" અજાણી[22] છે મારી મા, એનું હું ના માનું[23] આ.—૫

૧—એક આંગળી ઉંચી કરવી. ૨—હાથનાં આંગળાં બે બાજુ ફેરવવાં.
૩—હાથ નીચે તરછોડવો. ૪—બે હાથ ફેરવવા.
૫—એક હાથની હથેળી નીચે રાખવી. ૬ એક આંગળી દેખાડવી.
૭—આંખ તરફ આંગળી કરવી. ૮—જમીન પર પડેલી ચીજ તરફ આંગળી કરવી. ૯—આંગળાં વડે નાનો આકાર કરી દેખાડવો.
૧૦—પેટ પર હાથ ફેરવવો. ૧૧—બે હાથ ધ્રુજાવવા.
૧૨—હાથ બે બાજુ ફેરવવો. ૧૩—હાથ ઉંચો કરી તરછોડવો.
૧૪—આંખ તરફ આંગળી કરવી. ૧૫—બે હાથની એક એક આંગળીની આંકડી કરવી. ૧૬—હથેળીની વચમાં આંગળી રાખવી.
૧૭—મોં તરફ હાથ કરવો. ૧૮—ભોંય તરફ હાથ તરછોડવો.
૧૯—મોં મરોડવું. ૨૦—લમણાં તરફ આંગળી કરવી.
૨૧—આંગળી ઉભી કરીને ફેરવવી. ૨૨—કપાળ તરફ હાથ લાવી નીચે લઇ જવો. ૨૩—ડોક ધુણાવવી.

મારી[૨૪] અક્કલ છે[૨૫] અધિક, હું ના માનું માની શીખ;
ભૂખે[૨૬] કરડે મારૂં પેટ, મા કરાવે અમથી વેઠ.[૨૭]—૬

એમાં નથી[૨૮] ગળ ને ઘાટ, હું ના માનું માની વાત;
એની હું કરીશ તપાસ,[૨૯] પૂરી કરીશ મારી[૩૦] આશ."—૭

એ વિચારે ઘેલી[૩૧] થઈ, માખની પાસે જોવા[૩૨] ગઈ;
મોઢામાં[૩૩] તે લેતે પળ, ચૂઇમાં[૩૪] ભરાયો ગળ.—૮

ત્યારે માને કરી યાદ, તેને કર્યો છેલ્લો સાદ;
**"માનું જો મેં માન્યું હોત, તો આજે મુજ પ્રાણ ન ખોત.[૩૫]—૯**

---

૨૪—છાતીપર હાથ રાખવો.
૨૫—લમણાં તરફ આંગળી કરવી.
૨૬—પેટ તરફ હાથ રાખવો.
૨૭—હાથની મુંઠી વાળીને તરછોડવો.
૨૮—હાથ, બે બાજુ ફેરવવો.
૨૯—આંગળી ઉંચી કરવી.
૩૦—છાતી પર હાથ રાખવો.
૩૧—આંગળી ઉભી કરીને ફેરવવી.
૩૨—આંખ બતાવીને એક પગ ઢાળીને અધર બેસી જવું.
૩૩—મોં પર હાથ રાખવો.
૩૪—કંઠની નળી પર હાથ રાખવો.
૩૫—ગભરાયલા ચ્હેરાએ બોલતાં બોલતાં પડી જવું.

# નામદાર મહારાજા શ્રી એડ્વર્ડ ઘણા—બહુ જીવો!

---

**અંગ્રેજી—(દયાળુ દેવ કૃપાળુ તું)—રાગ.**

પ્રભુ રક્ષ એડ્વર્ડ રાજા,
જીવો બહુ વર્ષ મહારાજા;
કરો અમ પર અમલ તાજા,
જીવો બહુ સાતમો રાજા.—૧—ટેક.

સુજશ જેના જગત ગાજ્યા,
વધે વેલી સમી મા ઝા;
અચળ તુજ રાજ રહો રાજા.—જીવો.

પ્રજાનું હિત ધર્યું હૈયે,
અદલ ઇન્સાફ [illegible] લહિએ;
[illegible] સુખ-શાન્તિને ચાહિયે.—જીવો.

---

GOD SAVE THE KING.

---

'દલવાડાકર' સીરિઝ.

# "બાળગ્રંથાવળી નં. ૧ થી ૧૭"

## કિન્ડરગાર્ટન કેળવણીના આધારે.

| નંબર | નામ. | કિંમ |
| --- | --- | --- |
| *૧ | કિન્ડરગાર્ટન શિક્ષણ પદ્ધતિનાં મૂળતત્ત્વો...... | રૂ૦- |
| ૨ | કિન્ડરગાર્ટન મૂળ ભાગ-સચિત્ર.................. | ૦- |
| *૩ | કિન્ડરગાર્ટન ભાગ ૧ થી ૩ દરેકના............ | ૮- |
| | (ચાર પુસ્તક સાથે બાંધેલાના પાકાં પુઠાનો).. | ૧- |
| ૬ | બાળ કસરત ભાગ ૧-(સચિત્ર બીજી આવૃત્તિ) | ૦- |
| A. ૬ | બાળ કસરત-ભાગ બીજો-સચિત્ર છપાય છે. | ૦- |
| ૭ | શિશુ શિક્ષણ-(સંક્ષિપ્ત કવિતામાં)........... | ૦- |
| ૮ | બાળ-કહાણિયો ................................ | ૦- |
| ૯ | બાળ બાગ ભાગ ૧-૨ દરેકના............ | ૦- |
| | (બે ભાગ સાથે બાંધેલાં પાકાં પુઠાનો) ..... | ૦- |
| ૧૧ | કિન્ડરગાર્ટન પાઠમાળા........................ | ૦- |
| ૧૨ | બાળ શિક્ષણ ગરબાવળી..... .............. | ૦- |
| ૧૩ | સંગીત-સખીમંડળ ........................... | ૦ |
| ૧૪ | બાળ-ખેલ (સચિત્ર)......... .............. | ૦- |
| ૧૫ | બાળકોની રંગભૂમિ.......................... | ૦- |
| ૧૬ | બાળ જ્ઞાન.................................... | ૦ |
| ૧૭ | બાળ ગીત..................................... | ૦- |

☞ આ પુસ્તકોનાં નં. ૧ થી ૧૨ એકજ પુ માં પાકા પુઠાંથી બાંધેલા-રૂ૩) ની કિમ્મતે મળશે.

રચનાર-ગોપાળજી કલ્યાણજી દલવાડા

નં. ૧૫૫, ફનસવાડી, મુ

ઠ૦—એન. એમ. ત્રિપાઠીની કંપની, કાળબાદેવી, મુ